૨૭૮૦

# આશક માશુક ને સ્ત્રી ચરીત્ર.

યાને

## ઇનશાયે નવરતનનો તરજુમો

એક કાબીલ હુનરમંદીના મદદથી ગુજરાતીમાં કરેલો.

## બાબ સાતમો.

મુંબઇ.

ગુલામઅલી ગુલામ હુસેન

બેંડી બજાર.

"કાશીદ મુંબઈ" પરેસમાં છાપયું છે.

એબારત રંગીનની સહુ પર મહેરથી આગાહી કરવી

કીમત આખી કીતાબની રૂપીઆ સવા બે.

બીસરા.

પર જબ્બ સામને ઔર હમસે બુઝાયા નહી ગયા.

પર હમારા સામે બલયો પણ હું ઓલવી શકયો નહી.

લેકીન ચું દણીકુ કીયા કરે !

કેહેવત છે કે કરમમાં જે લખેલું હોય તે થયા વીના રેહે નહી.

અશઆર.

આદમીકુ વ લેકીન આપ માહજુર,
ચાહીએ ઇસ કદર તો અકલો શઉર.
કે જો દેખે કહી નશીબો ફરાજ,
વહાં સમજકર ચલે વો બંદ નવાજ.
ઔર કહીંસે ખરૂચ જો હાથ આએ,
બાલ મખ્ખીકુ દેખકર ખાએ.

તરજુમો—માણુસને એટલી સમજણ તો જરૂર રેહેવી જોઇએ કે જીઆ ઉચું હોય તીઆં સંભાળીને ચાલે. અને ખાવાનુ હોય તો કચરા વગેરેની સંભાળ રાખે.

---

નકલ.

નકલ છે કે એક મુરખે સવપનામાં શએતાનને જોયો અને તેની દહાડી પકડીને એક જોરથી એવો તમાચો મારયો કે તેના વેહેમમાં જાણે તે તરફડી ગયો હોય. અને જડપથી બોલ્યો કે ઓ નાપાક પાપી તેં આ દહાડી એના વાસતે લાંબી રાખી છે કે માણુસોને સીધે રસતેથી ઉલટો રસતો દેખાડે, એટલે માણુસ સારૂ કામ કરતો હોય તેના મનમાં વેહેમ નાંખી તેનાથી ખરાબ કામ કરાવે કે ? ઓ ચંડાલ આજ તું મને મલ્યો છે હવે તું મારા હાથમાંથી છુટીને કીંઆ જશે. એમ કહીને ફરીથી તેની દહાડી વહેમમાં પકડી એક બીજો તમાચો જડયો કે તેના દુખથી તે મુરખની આંખ ઉગડી ગઇ. તો શું જુએ છે કે પોતાની દહાડી પોતાના હાથમાં પકડેલી છે અને જે તમાચા સવપનામાં મારયા હતા તેથી બે બાજુના ગાલો સુજી ગયા હતા આ તમાચો જોઇ પોતાના મનમાં ખીસવાનો થઇને કેહેવા લાગો કે કેહેવત છે કે જેવી કરની તવી ભરની.

**શેર.**

સચ હેય માહજુર આજતક ઇનસાન,
હેઇ ગીરફતાર ફીતરતે શેઇતાન.

ખરૂ છે કે મનુસય વેહેમમાં આજ દહાડા સુધી શેઇતાનના માથે દોષ મુકી પોતે ખરાબ થતા જાય છે.

---

**નકલ.**

નકલ છે કે એક ઘોડેસવાર સાંજ પડી જવાથી કોઇ ધરમ સાલામાં પોતાનો ઉતારો કીધો. અને નોકરને કહીયું કે ઓ મુરખ, સાંભલવા પરમાણે આ દેશના ચોર, ચોરી કરવામાં મોહટા હુશીઆર છે. માટે એક કામ કરજે તું સુખેથી પગરખાં પાહરીને સુઇ જા હું મારા ઘોડાની પોતે ખબરદારી કરીશ. કેહેવત છે કે જેનુ માલ તેની આગલ. આ વાત મુરખ ચાકર સામલીને કેહેવા લાગો કે, સાહેબ આ શું વાતછે કે તમો આખી રાત ઉજાગરો કરો અને હું બે દોડીઆનો ચાકર સુખેથી ઉંગ લઉં; નહી સાબ નહી, એતો કદી બનવાનુંજ નહી. માટે ચાલો તમો સુઇ જાઓ હું પોતાની મેલે ઘોડાની ખબર રાખીસ, તમે કાંઇ ચીંતા રાખસો નહી.

**શેર.**

અગર નોકરીમે હો મુજસે કુસુર,
તો એ જાનઓ હેઇ બહોત બેશઉર.

"અગર ચાકરી કરવામાં મારાથી ભુલ થાય તો જાણજો કે એ કોઇ નફટ છે." સેઠતો તે મુરખના કેહવાથી સુઇ ગયો. પણ થોડી રાત ગયા પછી પુછયું કે ઓ ચાકર, શું કરે છે? ચાકરે જવાબ વાલયો કે સાહેબ હમણા મને એવો ધીઆન આવીઓ છે કે ઇસ્વરે ધરતીને (જમીન) જલ (પાણી) ઉપર કેવી રીતે બીછા વીછે તની કાંઇ સમજ પડતી નથી. સેઠ બોલયો કે ઓ ચાકર, મને ધાસતી લાગે છે કે તારા ધીઆનમાં કોઇ મારૂં ઘોડું અને બીજુ સામાન ઉપાડી નહી જાય. ચાકરે જવાબ દીધો કે શું તાકત છે કે કોઇ સામાન ઉપર આંખ ઉપાડી જોસે તો ચીરી નાંખીસ! તમે નચીંત થઇને સુઇ જાવ. સેઠતો સુઇ ગયો પણ ઉંગ સાની!

ફરી અડધી રાતે ઉઠીને પુછયું કે ઓ ચાકર કીઆ વીચારમાં બેઠો છે ચાકરે જવાબ દીધો કે સાહેબ ઇશવરે આકાસને વગર આધારે (થાંભલા) કેમ ઉભું કીધું હશે? અને ઝમીન ઉપર ખીલો મારવાથી તેની માટોડી કીઆં ગુમ થઇ હસે, હાલ તો હું એ ફીકરમાં છું. તે ઘોડેસવાર સેઠે કહયું કે ઓ મુરખ, તારી આવી ફીકરમાં કોઇ મારો ઘોડો ઉડાવી નહીં લઇ જાય, અને એમ કરતાં જો તુને ઉંઘ આવતી હોય તો સુઇ જા. ચાકર બોલયો કે સાહેબ તમે બે ફીકર રેહજો, હું પુરતો હુશીઆરી અને ચોકસીથી બેઠેલો છું સેઠ તો પાછો નચીંત થઇને સુઇ ગઓ, પણ ઘોડાની ફીકરમાં ઉંઘ તો ઉડી ગયલી એટલે ફરીથી રાતના ત્રણ વાગે ઉઠીને પુછયું કે હે ચાકર શું ખબર છે? તે નફટ બોલયો કે સાહેબજી હા ઠીક છું પણ મારૂં ઉટના પેટમાં ગોળીઓ કોણ બાંધતો હશે? અને કેળાના ઝાડ ઉપર પોતાની મેળે ફળ કેમ લાગે છે? સેઠ બોલયો કે એ વીશે તુને શું? તું તારા ઘોડાની સંભાલ રખજે અને બીજી વાતોનું શું કરવા ધયાન રાખે છે, એમ કહીને સેઠ તો પાછો સુઇ ગયો પરોઢયું થયું એટલે સવાર થવા આવી તો સેઠ ઉઠયો અને ચાકરને પુછયું કે ઓ ચાકર શું ખબર છે? તે ચંડાલ બોલયો કે સાહેબ હમણા એ ફીકરમાં છું કે ઘોડો તો કોઇ ચોર ચાલાકી કરી લઇ ગયો અને તેની જીન, લગામ, બોગીર, વગેરે તમોને માથે ઉચકી પડશે અથવા નહીં તો મને લઇને ચાલવું પડશે. ઘોડેસવાર (સેઠ) આ વાત તે લુચા ચાકરની સાંભલીને ઘબરાઇને દમબાજ બોલયો કે ઓ ચંડાલ, તારૂં નખોદ જાય, ચાલ મુરખ, મારા સાંમેથી દુર થા હું બીજો કોઇ ચાકર હુશીઆર, ચાલાક, ચતુર, જે અંગરેજી, ગુજરાતી ભણેલો હશે તેને રાખીશ. અરે હજામ જરા વીચાર તો કર કે જેનું આવું અરબી ઘોડું જતું રહે તેના આંખે અંધારૂં કેમ નહીં ફરી વળે હાય! આવો ચાલતો ઘોડો હવે મને કીઆં મળશે, અરે મુઝી નખોદ વળયો, બળયો તારો

ધીઆન અને બલયો તારો વીચાર, અને ધીક છે તુને કે તારી બેઢંગી ફીકરમાં મારા અરબી ઘોડાને ખોઈ દીધો.

અશાર.

ગરઝ ઉસ નફરકો સબુને ગધા.
અગાડી પીછાડીસે આકર કહા.
વલે ખરકે પીટસે માહજુર કબ.
સુના હયે કે બનતા હયે ઘોડા અજબ.

અંતે તે ગધેડા આકરને બધા જણુ મલીને થુ, થુ, કરયા અને ખાસડા મારવા લાગા પણુ એવું કોઈએ સાંભલયું છે કે ગધેડાને ઠોકવાથી ઘોડું થાય છે? ગધેડો તે ગધેડોજ.

---

## નકલ.

નકલ છે કે એક મુરખ ઘોડી ઉપર બેસી ઘાસની ગાસડી પોતાના માથે રાખી ઠુમક. ઠુમક, કરતો જતો હતો તેની આવી મુરખાઇ જોઇને એક માણુસે બોલયો કે ભાઈ તું ઘોડા ઉપર તો બેસેલો છે પણુ ઘાંસની ગાસડી તે તારા માથે શું કરવા ઉપાડી છે.

શેર

અજબ તુભી આહમક હએ ઓર ગાઉદી,
કે એ ઘાંસ ઘોડેપે કીયું રખ ન લી.

"અજબ તરેહનો તું મુરખ છે કે આ ઘાસ ઘોડા ઉપર કેમ નથી રાખયો" એ વાત તે ચંડાલ સાંભલીને બોલયો કે ભાઈ હું મુરખ નથી, પણુ તુ મુરખ છે. અરે એક તો એ ઘોડી ગાભણુ, અને બીજું હુ તે ઉપર બેસેલો અને ઉપરથી ઘાંસની ગાસડી રાખસ તો એ બાપડી કેમ ચાલી શકસે? અને શું મરી નહી જાય?

અબયાત.

એ સુનકર કહા ઉસને હંઇ વાકઇ,
તું દાના સહી મઇ હેઇ નાદાન સહી.

જહાં આઇસે આહમક હો માહજુર લોગ,
વહાં અકલસે કીઆ હો મસરૂર લોગ.

"માણસે બોલયો કે ખરી વાત છે કે હું મુરખ અને તું દાહયો છે." માહજુર કહે છે કે જીઆં સઘલા મુરખ હોય વીઆં દાહયો માણુસ શું કરે!

---

## નકલ.

નકલ છે કે એક ઘોડાવાલો (લાલો) પોતાના સેઠનો ઘોડો દરયા ઉપર નાહવા સારૂ લઇ ગયો. એકાએક તે ઘોડાનું પગ ખાડામાં જઇ પડયું તો ઘોડો તયાં ગોતા ખાવા અને તરફડા ખાવા લાગો, લાલો પોતે ડુબી નહી જાય એવી ધાસ્તીથી તે ઘોડાને બચાવી શકીઓ નહીં અંતે તે ઘોડો લાલાની મુરખાઇના લીધે દરયામાં ડુબી ગયો.

### શેર.

જબ નફર આઇસા બે હકીકત હો,
કયું ન ઘોડા ગરીક રાહમત હો.

"જયારે લાલો મુરખ હોય તયારે શું કરવા નહી ઘોડો ડુબી જાય." છેલે તે અભાણુ લાલો પોતાના સેઠને જઇને બોલયો કે સેઠ સાબ, સેઠ સાબ, તમારો ઘોડો દરયામાં નાસી ગયો સેઠ આ વાત સાંભલીને બાબરો બની ગયો અને લાલાને બોલયો કે તે મારી હીરાના મુઠવાલી તલવાર ઉપાડીને ચાલ જોઉં કે કીઆં મારો ઘોડો ડુબી ગયો છે, જયારે લાલો અને સેઠ બને જણુ દરયા કીનારે પુગા તયારે સેઠ પુછયો કે એ મુરખ મારો ઘોડો તે કીઆં ડુબાડીઓ તે જગા મને દેખાડ, (ઘોડાવાલા) લાલો એ વાત સાંભલીને પોતા પાસે જે સેઠની હીરાના મુઠવાલી તલવાર લઇ આવીઓ હતો તે દરીઆમાં ફેંકીને બોલયો કે જુઓ સાબ આ ઠેકાણે તમારો ઘોડો ડુબી ગયો. આ તમાશો સેઠ જોઇને બોલયો કે વાહ વાહ એક તો મારો ઘોડાને ડુબાડયો અને બીજી મારી કીમતી તલવાર પણુ મુરખાઇના લેહેરમાં સાગરમા ઉરાડી મેલી. ચંડાલ જા, તારૂં કાલુ કર. રીસ તો એવી આવે છે કે તુને મારી

મારીને ચામડું પણ કહાડી નાંખુ અને તારી બધી મુરખાઇ આમ ધણી નીકલી જાય નહી તો તુને એજ દરયામાં ડુબાડી મારૂં કે કલેજું મારૂ ટાઢું થાઇ! ઓ બે શરમ કોઇ પણ આવું કામ કરે છે જેવું હમણા તે કરી દેખાડયું હવે મને ખબર પડી કે તું પાકો મુરખ છે તેમાં કાંઇ ફરક નથી.

અબયાત.

ચલ કહી સામનેસે હટ જાતું,
નહી તો મારૂંગા તુજકુ આઇ બદખુ.
ઇસી દરયામેં યા ડુબો ડુંગા,
અસપ શમશીરકા ઇવઝ લુંગા,
આખેરશ ઉસ નફરકુ આઇ માહજુર,
કરદીઆ ઉસને નોકરીસે દુર.

ચાલ નહી તો હું તુને મારી તલવાર અને ઘોડાના બદલામમા મારીશ અથવા દરયામાં ડુબાડીસ અંતે તે લાલાને સેંડે કહાડી મુકયો.

---

## નકલ.

### (વારતા) ચાર મુરખોની.

નકલ છે કે એક ઘરડી ભલી, દાહી તેમજ સારા ચાલ ચલણની બજારમાં કાંઇ કામ સારૂ નીકલી હતી તેવામાં તે દાસીને માથે ચડ થવાથી ખુજવવા લાગી, એટલામાં ચાર મુરખો શામેથી આવતા હતા. તેઓ ચારો શખસોની આંખ તે દાસીના માથા ઉપર જઇ પડી તો એક જણ તેઓમાંથી બોલી ઉઠયો કે આ ઘરડીએ મને સલામ કીધો તયારે બીજાએ કહીવું કે નહી, તારામાં એટલી ખુબી કીઆં છે એ દાસીએ તો મને સલામ કરી છે. ત્રીજો બોલયો કે ચાલો ચાલો હવા ખાઓ, દાસીએ તો મારા માટે હાથ ઊપાડયું છે તયારે ચોથાએ કહયું કે એ ઠીક છે બાપડી ઘરડીએ સલામ તો મને કરી છે. આ પ્રમાણે ચારો તકરાર કરતા અંતે તે ચારો અકલના પુરા પોત પોતામાં લડવા, લાગા, અને એક બીજાને ગાલો ભસવા લાગા તે આટલા સુધી કે

એ ટંટાએ એટલું મોહડું રૂપ પકડયું કે તયાં સેંકડો માણુસો આ નવાઇ જેવો બખેડો જોવા ઊભા થઇ ગયા. તયારે તે માણુસોમાંથી એક જણે બોલયો કે ભાઇઓ તમે અમસથા શું કરવા વડોછો? નજીવી જેવી વાતને આટલું મોહડું રૂપ આપવું દાહયા માણુસનું કામ નથી. માટે તમે જાઓ તે દાસી હમણા રસતામાંજ હશે, તેને જઇને પુછો તો અમ ઘડી તમારો નીવેડો આવી જસે, એ વાત તે દાહયા માણુસની પસંદ કરીને તે ચારે અકલના થામલા પેલી દાસી આગલ દોડી ગયા અને પુછયું કે ઓ મોહટી મા હમો ચાર જણુમાંથી તમોઓ કોનને સલામ ભરી? આ અજાયબ જેવી વાત સાંભलीને દાસીએ પોતાના મનમાં વીચારયું કે એ કોઇ મુરખા દેખા વછે. તયારે બોલી કે દીકરાઓ, તમારામાં જે મોહટો મુરખ હશે તેને મેં સલામ કરી છે.

———

## નકલ.

નકલ પેહલી તે દાસીના જવાબમાં—ઉપલા શખશોમાંથી એક મુરખ બોલી ઉઠયો કે, મોહટી મા મારી મુરખાઇ તો એ છે કે એક દીવસ હું મારા સાસરાને ઘેર ગયો હતો તયાં માણુસ જમતા હતા તયારે મને પણ જમવાને કહીયું પણ મારા મોહમાથી એવો શબદ નીકલયો કે હું મારા ગરીબ ઘરેથી દાલ રોટલી જમી આવીઓ છું.

### શેર.

કુછ નહીં એ હતી આજ ખાનેકી,
બાત મેરી નહીં બહાનેકી.

મને હમણા જમવું નથી અને હું જુઠું નથી બોલતો અંતે મારી સાસુજી અને સાલા વગેરે ઘેરના માણુસોએ ઘણું સમજાવયું પણ મેં જે ના કહી તે નહીજ જમયો. અને પછી તયાં સુઇ ગયો અરધી રાતે હું જાગયો તયારે મને એવી ભુખ લાગી કે તેથી હું જાણે મરવા પડી ગયો તે વખત હું દરવાજો ઉગાડી ચુપચુપ બહાર નીકલી ગયો અને ભીખ માંગીને પેટ ભરવાનો વીચાર કરયો, છેલે બે ચાર ઘરથી ભીક્ષા લેતો લેતો

અંધારામાં મારાજ સસરાના ઘર ઉપર જઇને ભીખ માંગવા લાગો ત્યારે ઘરમાંથી એક ચંબેલી નામની દાસી રોટલીનો કટકો લઇ મને આપવા સારૂં બાર આવી, મે તેને જોઇને ઓળખી કે અરે ! આતો મારા સાસુજીની દાસી છે અને આ ઘર પણ સાસરાનું છે. આ ચમતકારી બનાવથી હું પાછલ હટતો ગયો તેમ તેમ તે દાસી તો આગલ વધતી ગઇ અને કહયું કે ઓ ! ભીખારી તું આ રોટલી શું કરવા નથી લેતો ? પણ મેં કાંઈ તેને જવાબ વાલયુ નહી પણ હલુ હલુ પાછલ ખીસતો ગયો તેમ દાસી આગલ આવતી ગઇ, તેટલામાં પછવાડે એક કુવો આવવાથી હું લાગલો તેમાં પડી ગયો મારૂ પડવું હતુ કે તે ચંબેલી દાસીએ બુમ પાડી કે દોડો દોડો હાય હાય ! કોઈ ગરીબ ભીખારી ભીખ માંગતા કુવામાં પડી ગયો છે, તેને આવીને કોઇ બહાર કહાડો નહી તો દુખી બાપડો ભીખારી કુવામાં મુંજાઇને મરી જશે. તેના આવા ગોંગાટના સાદથી સુવલા આસપાસના માણસો દોડી આવીઆ અને મને કુવામાથી કહાડીને દીવો લાવીને જોયું અને બોલવા કે અરે, આતો આપણા પાનાચંદ સેઠના જમાઇ છે અરેરેરે એમની શી કમબખતી આવી જે ભીખારીના વેષમાં કુવો પુરયો, ખરેખર દાસીમાં હું તે દહાડે જે ખીસયાનો પડયો તે આજ દીન સુધી પાછું સાસરાના ઘર માર મોહડું નથી કરયું. જો મોહટી મા, મારી મુરખાઇ તો આ છે જે મેં કહી સંભલાવી.

શેર.

ગરજ પીરઝન સુનકે સબ માજરા,
લગી કેહને સદ આફરીન મરહબા.

તરજુમો.

તે દાસી એ બધું સાંભલીને કહાયું કે શાબાસ શાબાસ રંગ છે

---

## નકલ.

નકલ બીજા મુરખની—આ બધું સાંભલીને ઉપલા મુરખનું જોડીદાર બોલી ઉઠયો કે વડી મા, હવે જરા મારી પણ મુરખાઈની થોડી વાત સાંભલી લીઓ, એટલે મને એક દીવસ

સાસરાના ઘેરથી નોતરૂં આવ્યું હું તો કપડા વગેરે પેહેરીને તયાર થયો પણ પાઘડી બાંધવા નોતી આવડતી તેથી હું તો વીચારમાં પડયો અંતે એક મીત્ર (દોસત) પાસે ગયો અને તેની આગળ વીનંતી અને ખુશામદ કરીને વાત ચીતમાં પાઘડી બંધાવી લીધી અને મારા સાસરાના મકાને ચાલીઓ રસતે ચાલતાં ચાલતા મને ઊંગ આવા લાગી તયારે મેં વીચાર્યું કે કોઇ એવા ઠેકાણે થોડી વાર સુવું કે જીઆં માથેથી પાઘડી ઉતારવી નહી પડે. એવું વીચાર કરી એક કુવા પાસે ગયો અને તયાં ઊપર માથાને કુવા અંદર લટકતો અને પગ તેની પાર ઉપર લાંબા કરી સુઇ ગયો પણ ઊંગમાં પાસો ફેરવતાં પાઘડી કુવામાં પડી ગઇ જયારે ઊતરતો પોર થવા આવયો તયારે મારી આંખ ઉગડી ગઇ અને હું ધબગયો કે બાપરે, દીવસ તો થોડું રહયું અને મારે ચાલવું તો ઘણું છે.

શેર.

મસરૂર પોંહચ મનઝલે મકસદ સોવેરે,
રસતેમેં ઠેરના નહી અછા સફ્રીકા.

તરજુમો

જલદીથી પોતાના ઠેકાણે પુગવુ કારગુ કે રસતામાં મુસા ફરનુ થોબવુ સારૂ નથી.

આ ધભરાટમાં પાઘડી માથે છેક નહી તેની કાંઇ સુધ રહી નહી અને હું સાસરાના ઘર તરફ દોડયો અને નઝદીક પુગો. એટલામાં તયાંથી મારા સાસુજીના ઘરની એક દાસી ચાલી આવતી હતી. તેણે જોયું કે સેઠના જમાઇના માથે પાઘડી નથી અને બાબરા જેવા દેખાય છે. માટે સેઠની દીકરી મરી ગઇ હશે, એવું તે વીચારીને રડતી રડતી ઘર ભણી પાછી ફરી અને તયાં જઇને કહયું કે સેઠાણી તમારી દીકરી તો સવરગ વાસી થઇ ને તેની ખબર તમારો જમાઇ લઇને આવેછે. સેઠાણીએ તો દુકાને માણસ મોકલીને સેઠને તેડાવીયું અને પોતે આસ પાસની સ્ત્રીઓને ભેગી કરી કુંડાલો મારી રડવા અને પીટવા લાગી, એટલામાં હું જઇને પુગો તો બધાને રડતાં અને છાતીઓ પીટતા હાય, હાય, કરતા જોયો. તયારે હું પણ લાચાર

તેમની સાથે ઉદ્દુ, ઉદ્દુ, કરવા અને રડવા લાગો થોડી વાર પછી આસ પાસની સ્ત્રીઓએ મારા સાસરાના ઘેરના માણુસોને સમજાવીઆ અને દીલાસો આપવા લાગા કે ઇશવરની ઇછા આગલ કોઇનું ચાલતું નથી. અને બધાને મરવુ છે એમ કહીને મારા આગલ આવીને પુછ્યુ કે ભાઈ હમારી બેહેનને શું થયુ હતુ અને કેવી રીતે એકાએક આ ભર જુવાનીમાં મરણ પામી? તવારે મેં કહીયું કે બાઇઓ આગલથી તમે બોલો કે આ ગોંગાટ શું કરવા કરી મુકયો છે અને બાના નારૂં રડો છો? તેની સમજ પાડો તો કાંઇ મને નીગાંત પડે. સગલી સ્ત્રીઓ મારી આ વાત સાંમલીને હસી પડી અને કહી કે હાય, હાય, આપણે આ અમસ્યુ અને નકામુ રડવુ ફીટવું કીધુ છે. એ દોસી તવારથી હું એવો ખીજવાનો પડયો છે કે આજ દહાડાં સુધી સાસરાના ઘેર તરફ જતો નથી.

**શેર.**

ગરઝ પીરઝનને ઉસેભી કહા,
હઝાર આફરીન મરહબા મરહબા.

તરજુમો.

દોસી એ તેને પણ કહીયું કે શાબાસ શાબાસ તારામાં પણ કાંઇ કસર નથી.

---

## નકલ.

બીજા મુરખની—ઉપલો મુરખ જયારે બધુ કહી ચુકયો તવારે બીજો બોલયો કે એ દોસી મા. હુ પણ એક દીવસ મારા સાસરાને ઘર ગયો હતો, અને મારી સાસુજીએ મારા માટે જમવાનુ તયાર કીધુ અને જો કે મને ભુખ પણ ખુબ લાગેલી હતી પણ મારા મોહમાંથી શબદ નીકલી ગયો કે હું હમણા સારી પેઠે જમીને આવીયુ છુ, ઘરના માણુસો મને વીનંતી કરતાં લાચાર થયા પણ મે જે ના, કહી તે હા કેમ કરૂં? કેહવત છે કે લાખ જાય, પણ સાખ નહી જાય, અંતે સગલા મેં નહી જમવાથી દીલગીર થયા અને મેં પોતાનુ ડોકું પીચાર જેવું દોલ ઘાલીનો ચું કરી લીધું. થોડી વાર પછી હું તયાંથી ઉઠી કોઠડીમાં જઇ મારી

વહાલી. અલી સાથે વાતો કરીને સુવાને પગ લાંબા કીધા, પણ ભુખના સબબે ઊંઘ કીઆં જે સુઈ રહુ, અંતે હું તો ભુખથી ઘણો તલમલાયો અડધી રાતે જયારે મારી અલી સુઈ ગઈ તયારે હું પલંગ પરથી ઉઠી આપા ઘેરના તાપીના જોવા પગ કીઆં રાંધેલુ મને જડયું નહીં. અંતે એક છીંકા ઉપર કોરી હાંડી મુકેલી હતી તે ઉગાડીને જોયું તો મરગીનું એક ઇંડુ હાથ આવયું તેટલામાં મારી સ્ત્રીની આંખ ઉગડી ગઈ તયારે મેં ફજેતી નહી થાય તે માટે જટપટ તે ઇંડુ કાચું મોડામાં રાખી પલંગ પર જઈ ચુપ ચુપ સુઈ રહયો. તયારે મારી અલીએ પુછયું કે અરે! તમોને શું થયું? જે એમ ઘભરાઈને સુઈ રહીઆ? પણ હુ જવાબ શાનો આપું કેમ કે મોહડું તે મારૂં બંધ એટલે અલીએ ~~ઘણુંએ માથુ ફોડયું~~ પણ મારા મોડામાંથી તેને જવાબ આપવા સારૂ એક બોલ પણ નીકલી શકયો નહીં કેહેવત છે કે "ધણી તો મરવા પડે પણ બાઇડીને તો જોઇએ." અંતે મારી અલીએ પોતાના મા બાપને ઉડાડીને બોલી કે જરા અહીં આવીને જુઓ તો ખરૂં, કે મારા ધણીને ભુત તો નથી વલગીયો, કેમ કે તેઓ જાગે છે અને મુંગા મુંગા જોયા કરેછે પણ કાંઇ જવાબ આપતા નથી મારો સસરો અને સાસુજી તો ઘાભરા થઈને મારી આગલ આવીઆ તેમજ આજુ બાજુ વાલા પણ જાગરૂત થઇ ગયા અને બધા મારા પાસે ભેગા થયા. પણ હું કોઇને જવાબ આપી શકતો નથી કેમ કે વાત કરવા મોહડું ઉગાડું તો ઇંડુ નીકલી પડે તેના લીધે હું પણ ઘાભરો બની ચોતરફ ડોલા ફેરવતો હતો અને મનમાં કહીયું કે જોઇએ હવે શું થાય છે. મારા સાસરાએ તો એક હજામને બોલાવીયુ અને તેને મારૂં મોહડું દેખાડયું તે ચંડાલ હજામે મારા ગાલ દબાવીને બોલયો કે એ લોહીના બગાડના લીધે સઘલુ શરીરનુ પીપ એક બાજુ ગાલ ઉપર એકઠું થયું છે, એને નશતર મારીએ એટલે ચીરીઆ વગર બીજું ઓષડ લાગુ પડે નહીં. અંતે હજામ સઘલાઓને પુછી મારા ગાલ ઉપર નશતરથી ચીરા પારીઓ તયારે મેં ઇંડાને તે ગાલથી બીજા ગાલમાં દબાવી લીધું. આ વખતે હજામ બીજા ગાલ ઉપર સોજું જોઇને

બોલયો કે, જુઓ જુઓ ભાઈ સાબ આ લોહી અહીંથી તે બીજા ગાલ ઊપર જઇને દોડીઓ, ભાઇ સાબ હું કાંઈ ખોટું નથી બોલતો આ સઘલું લોહીનુ બગાડ છે માટે અહીં પણ નશતર મારી અબઘડી તમારા જમાઇને સાજો કરી આપુછું એમ કહીને તે પાપી હજામે બીજા ગાલ ઉપર પણ નશતરનો ચીરો મારયો તારે તે ઇંડુ ભક દઇને મોડામાંથી નીકલી પડયું, એ જોઇને સઘલા ઘરના માણસો અચરત થયા અને મારી અલી અને સાસુજી મારી મુરખાઇ જોઇને બહુ દીલગીર થયા અને હું તયાંથી ખીસાનો થઇને ચાલતો થયો તે આજ દીવસ સુધી પાછું સાસરાનું ઘર દીઠું નથી.

શેર.

કહો અબ મુનસફીસે તુમ બડી બી,
કે મુંજસા દેખા હેઇ આહમક કહીંભી.

હવે મોહટી માયે બોલો કે મારા જેવો મુરખ પણ તુમો કોઆં જોયો છે.

---

## નકલ.

નકલ ચોથાની—જે મોહટો મુરખ હતો તે ઉપલો મુરખ પોતાની મુરખાઇ કહી ચુકયો તયારે ચોથાએ બોલયો કે સાંભલો ઘરડી મા.

શેર.

શરહા ઇ આતશે જાં સોઝ નગુફતન તાકી,
સોખતંમ સોખતંમ ઇં રાઝ નહુફતંન તાકી.

"આ જીવને બાલવાવાલી વાત કેટલા સુધી નહીં કહું જો મનમાં દાબી રાખું છું તો બલી મરૂં છું."

મને એક નવાબ સાહેબે કોઇ દેશનો હાકમ (ગવરનર) કરી મોકલીઓ હતો તયાં જઇને એવી એહમકાઇ કીધી કે જેટલી સરકારની આવક હતી તે સઘલી ફોકટમાં ખરચી નાંખતા અને સરકારને એક દોડીઓ પણ નહી મોકલ તો હતો. અને મારી હુકુમતમાં પરજાને સુખ કેવું કે જેમ તેમ રાજ ચાલીઓ જતો હતો એવામાં મને વીચાર થયો કે કોઇ સુંદર સ્ત્રી સાથે લગન

કરવો પણુ માગ હાથ નીચેના અમલદારોએ મને લગન નહી કરવા ઘણું સમજાવીયું હતું, પણુ મેં કોઇનું કેહવું માનયું નહી. અંતે એક ભડભુંજ કુટણીને બોલાવીને મેં એક સુંદર રૂપાળી સ્ત્રી જોવાને બોલયું, તે મને મુરખ જાણી બોલી, કે બહુ સારૂં. અને તે કુટણી પોતાને ઘેર ચાલી ગઇ. બે એક દહાડા પછી આવીને મને કેહવા લાગી કે મીઆ સાહેબ તમારૂં લગન મેં એક મોહટા માણુસની છોકરી સાથે ઠેરવીયું છે. તેના ચડાવા એટલે લગનની વાત તેના ઘરે લઇ જવા માટે રૂ૫૦૦ આપો તો તમારી સાથની વાત તેઓના સાથે પાકી થઇ જાય. મેં તેના માંગયા પ્રમાણે પાંચસો રૂપીઆ આપીઆ થોડા દહાડા રહીને પાછી આવીને મને બોલી કે મીઆ સાબ, લગનની તયારી અને સામાન વગેરે માટે બીજા રૂ૦ ૨૦૦૦) આપો તો લગનની બેહક ચાલુ થાય, મેં તે પણુ રૂપીઆ બે હઝાર આપીઆ. બે ચાર દહાડા પછી આવીને કેહેવા લાગી કે હઝરત, તમો જો ઘોડે ચડશો તો તમારા નાણુા બધા આતશબાજી બાલવામાં અને નાચ રંગમાં જશે તેથી કરી ઊતમ એ છે કે ફકત બરાહમણુ આવીને તમારૂ લગન બાંધી જાય, કેહેવત છે કે "આંબા ખાવાથી કામ કે તેના ઝાડ ગણુવાથી." હું તો જાણુયો કે આ ભલી ડોસી મારા ભલા માટે કહેછે પણુ હું એમ ન સમજીઓ કે ?

મીસરા.

કે હેંઇ ઇસ ભલે મેં બુરે તોર ભી.

"એ ભલાઇમાં બુરાઇ પણુ છે."

મીસરો.

ચે દાનદ ગદાયે બહાયે બીરંજ.

"ફકીરને અનાજની કદર સું." છસે વીચાર કરીને મેં તે ડોસીને કહીયું કે.

શેર

જો ચાહે કરેતું સુફેદો સીયાહ,
વલે મુજકો હર તરેહ કરના હએ બીયાહ.

"ગમે તો કાળી કર અથવા પીળી પણ મારે તો લગન કરવું છે." મારા જવાબમા તે બોલી કે ઠીક છે તમે કાંઇ ચીંતા કરસો નહી પણ ઉપરના ખરચ આલુ સાલુ કરવા માટે થોડા નાણા આપો મેં બીજા પણ બે હજાર રૂપીઆ આપીઆ તયાર પછી ફરીથી તે કુટણી આવીને બોલી કે, દુલેમીયાં, તમારી સ્ત્રીનું તમારે ઘરે આવવાનું કોઇ સુકન સારો હાથ આવતો નથી માટે કોઇ ઘડી સારી અને કાલ ઠીક આવશે તયારે તમો તમારી રૂપાળી અને વહાલી સુંદર સ્ત્રીથી ભેટ કરસો માટે હમણાં તેના ખરચ માટે કાંઇ ખરચના સારૂ જોઇએ કેમકે બે ચાર મહીના પોતાના મા બાપ પાસે બેસીને સું ખાસે! મેં બીજા પણ બે હજાર રૂપીઆ આપયા. થોડા દહાડા પછી બેઠી કુટણી કેહવા લાગી કે મીયાં સાબ મુબારક, મુબારક, તમારે ઘરે એક ચંદર માહ જેવો પુતર આવયો છે માટે કાંઇ તેની છઠી અને દાઇ દવા સારૂ થોડા પઇસા આપો તો તમારી બાઇડીની સુવાવડ થાઇ. મેં બીજા પણ થોડા ઘણા રૂપીઆ આપયા (વાંચનારાઓએ ધયાનમાં રાખવું કે એ મુરખે બાઇડીનુ મોહડુ તો જોયું નથી તેટલામાં ઘર બેઠે લગન પણ થયો અને પુતર પણ આવયો) એ પરમાણે તે ચંડાલ કુટણી કોઇ દહાડે છોકરાઓની ટોપી અને કાપડા સારૂ અને કદી ખાવા પીવા માટે લાખો રૂપીઆ તેના પાસેથી લઇ ગઇ. અને જીઆરે મેં બોલયો કે દોસી, જરા મારી સ્ત્રીને તો મને દેખાડ, કે હજુ સુધી તેનુ મોહડુ પણ જોયું નથી, કે કાળી છે કે ગોરી કે નરસી છે કે સારી. તયારે તે ઠગ કુટણી મને કેહવા લાગી કે મીયાંજી હમણા સુકન સારા નથી તમે જોશો તે શું! તમારૂ કપાળ! એટલુ બોલી ચાલી ગઇ. અંતે મારી મુરખાઇની ખબર ચો તરફ ફેલાતાં નવાબ સાહેબના પરધાને સરકારમાં અરજ કીધી કે ફલાણા દેશની મેહસુલ આજ કેટલુક થયું એક ફુટી બદામ પણ આવતી નથી. નવાબ સાહેબ તરતજ મારી જગોએ બીજાને હાકમ કરી મોકલાવીઓ, અને મારા ઉપર પોતાનુ હોદો છોડી દેવાની ચીઠી મોકલી, તયારે મારી આંખ ઉગડી ગઇ અને આવી દશામાં મને મારા બચા બાલાનુ ધીયાન આવીયો. અને વીચાર

કીધો કે આજ ગમે તે થાઈ, પણ ચાલીને જોવું. એટલામાં તે ઠગ કુટણી પણ આવી. તયારે મેં તેને કહીયું કે મોહટી મા, હમારા કામમાં તો હરકત થઈ માટે ચાલો આજે મારી અલીને અને મારા બાલકોને કે એટલા દહાડામાં બીજા કેટલા થયા તે દેખાડો. અને ઘરને કેમ ચલાવવું અને શું શું કરવું તેની મને સમજ પાડી દેવા એટલે તમે મોકલા થાવ. તે કુટણીએ બોલી કે બહુ સારૂ! ચાલો પણ એક બે રૂપીઆની મીઠાઈ સાથે લેવો કેમકે તમે પેહેલ વેહેલા બાઈડીના ઘેર જાવો છો માટે તયાં બચ્ચાઓને ખવડાવવા સારૂ લઈ જવું જોઈએ. એમ કહીને તે ચંડાલ મને એક સારા માણસના ઘર ઉપર લઈ ગઈ અને બોલી કે મીયાં સાહેબ, આ ઘરનુ બારનુ ઠોકો, તો તમારા પુતર બહાર નીકલી આવશે અને પછી થોડી વાર એટલા ઉપર બેસજો તો દરબારથી પાંચ વાગે તમારો સાલો પણ આવસે તેની સાથે ~~જજો~~ તમારી અલી પાસે જજો. અને જો કે હું તમોને તમારે ઘેર લઈ જતે, પણ ગઈ કાલે તમારી બાઈડી સાથે મારો ટટે થયો છે, માટે હુ આવી શકતી નથી. એમ કહીને તે કુટણી તો કીયાં ગુમ થઈ ગઈ, અને હું જઈને તે ઘેરનો બારનો ઠોકવા લાગો. એટલામાં બે છોકરા એક પાંચ વરસનો અને બીજો છ વરસનો દરવાજો ઊગાડી બહાર આવયા, મે તેમને તે મીઠાઈ આપીને કહીયું કે દીકરા, એને જમો, ને કાંઈ બાસલી રાખતા નહી. છોકરા તે મીઠાઈ લઈને ઘરમાં પોતાની મા પાસે ગયા, તેમની માએ વીચારયું કે કોઈ મારા ધણીનુ મીતર હસે અથવા તો કોઈ દેશાવરથી આડતીઓ આવયો હસે કે જે છોકરાઓ માટે મીઠાઈ લાવયો છે એવું સમજીને તે બાસી બાઈએ અંદરથી મારા સારૂ પાન, સોપારી, અને ગુલાબ મોક લાવીયું અને તે પછી જમવાનુ તયાર કરીને મને કેહવાડયું કે તમે જમવા બેસી જાવો કેમકે કોણ જાણે તેઓ (ધણી) દરબારથી કીવારે આવસે. હું તો છોકરાઓને મારા પોતાના બાલકો સમજીને તેઓને સાથે લઈ જમવા બેઠો. એટલામાં તેનો ધણી પણ દરબારથી આવયો અને મારા સાથે સાહેબ સલાની કરી, અને ઘેરમાં જઈને પોતાની બાઈડીને પુછયું કે અલી, આ તે

અજાણ્યો માણસ કોણ છે ? તેની સ્ત્રીએ કહીયું કે હું શું જાણું કે આ કોણ છે ? હું તો સમજી કે આ કોઈ તમારો મીત્ર અથવા ઓળખીતો હસે, જે છોકરાઓ માટે ટોપલુ ભરી મીઠાઈનુ લઈ આવયો છે. તે ઘર ધણી પોતાની સ્ત્રીની આ વાત સાંભલીને મારા પાસે આવયો અને મને બોલયો કે ભાઈ તમે કીયાંથી આવો છો ? મેં જવાબ દીધો કે ભાઈ શું તમે મને નથી ઓળખતા. હું તમારા સગામાં છુ. અને તમારી બેહેન મારા સાથે પરણી છે. અને આ બે છોકરા મારાછે અને તેઓ તમારા ભાણેજ થાઈ છે ને તમો એવોના મામા છો. આ વાત સાંભલતાંજ તે ઘર ધણીએ પોતાની આંખો મારા ઉપર ફેરવીને બોલયો કે ઓ ચંડાળ શું (નરખ) શુ ખાઈ છે. ચાલ આગેથી મારે સામેથી નીકલી જા, નહી તો ખાસડાની એવી મેથીપાક જમાડીશ, કે તારૂ પેતડુ નરખથી ભરાઈ જસે. ઓ, પાપી ફરીથી એવી વાત કરસે તો જેમ દરયાનુ નરખ કીનારા ઉપર આવી રહે છે તેમ, તારૂ „બોલવું તુનેજ ભારી પડસે. ઓ મુરખ ચંડાલ જા હું તો કાંઈ કેહતો નથી પણ બીજા ઠેકાણે એવું કરસે તો પેટ ભરીને ખાસડા ખાસે. અંતે મને તે ઘર ધણીએ એવી રીતે ખાસડાની પેહેરામણી આપી કહાડી મુકયો, અને હું એવો પસતાયો કે જાણે મારા માથે કોઈએ લાખ નરખના ટોપલા ભરી નાખયા હોઈ. ઓ ભલી માતા જોઈ કે મારી મુરખાઈ, એક તો આબરૂ ગમાવતા નાણું પણ ખોયા, રાજ પણ ગુમાવયું અને અંતે મુરખાઈના લગનમાં લાખો રૂપયા ખરચી સુંદર સ્ત્રી લેવાને બદલે તે માણસની નઠારી અને ભુંડી ગાલોનુ પેટ ભરી સવાદીશટ ખાસડાના અપમાન સાથે જમણવાર જમયો. જેનો સવાદ આજ દીવસ સુધી હું ભુલયો નથી.

મસનવી.

ગરજ઼ ઉસકી બી જબ સુની દાસતાં,
તો દી ઉસ બડી બીને શાબાશીયાં.
વલે સચ તો યું હએ કે તુમ સમકે સબ,
મેરી અકલમેં હો અજબ ખુબ અજબ,
કીયા થા જો મેંને સલામે નીયાજ઼,
વો મકબુલ દીલ કીજીએ બદે નવાજ઼.
એ મારૂસે માહજુર દેહકર સુખન,
વહાંસે વો શાહી હુઈ પીર જ઼ન.

તે દાસી આ સઘલુ સાંભલીને બોલી કે ખરેખર તમારા જેવા ગધેડા આજ દીન સુધી મારા જોવામાં આવયા નથી માટે તમો ચાર જણુને મેં સલામ કરી છે એટલુ કહીને દાસી પોતાના ઘેર ચાલી ગઇ.

---

## નકલ.

નકલ છે કે શાહે જહાંબાદ દેસનો એક રેહવાસી જે મીરઝા જીવન નામથી ઓલખાતો હતો અને તે લખનુમા નવાબને તયાં ઘોડે સવારની ચાકરી કરતો હતો. તેના પાસે કોઇ ગામડાનો મુરખ દેસી ઇલાહીબક્ષ નામે ચાકર હતો. એક દીવસ મીરઝા જીવન નવાબ સાહેબની સવારી સાથે નીશાત બાગમાં ગયો તયારે પોતાના મુરખ ચાકરને બોલયો કે મારા વાસતે મુગની ખીચડી તે મધે ધી અને મસાલો બરાબર નાખી સારી મઝાની રાંધીને નીશાત બાગમાં લઇ આવજે. એટલુ કહી તેને ધી અને ખીચડી વગેરે મસાલાના પઇસા આપી પોતે બાગ તરફ ચાલી ગયો, અને અહીંયાં તે ચંડાલ ચાકરે અડધો સેર મુંગની ખીચડી લીધી ને ચણા મમરાવાલા પાસેથી ભુજાવીને એક થાલામાં રાખી અને તે ઉપર કાચુ ધી લગાડયું અને ગરમ મસાલો વગર કુટેલો તે ઉપર ભભરાવી દીધું, અને પછી એક રૂમાલમાં તે થાલ બાંધીને પોતાના સેઠ મીરઝા પાસે નીશાત બાગમાં લઇ ગયો, જાંહાં પર મીરજા શાહેબના મીત્રો બેસેલા હતા તેઓએ કહીયુ કે અચરત જેવી વાત છે કે આજે તમારો ચાકર ઇલાહીબક્ષ જલદીથી જમન લઇ આવયો અને હમારા ચાકરોમાંથી તો આજુન કોઇ આવયો નથી એ શું બલા !

### શેર.

ગરઝ આજ ઇસને કીયા હએ વો કામ,
કે ઇનઆમ દીજીએ ઇસે બા કલામ.

“તમારા ચાકરે આજ એવું કામ કીધું છે કે તેને ઇનામ આપવું જોઇએ.” પણ જે વખતે મીરઝા જીવને તે રૂમાલ ઉગાડીને જોયું તો વાહવાહ કે કાચા મુંગની ખીચડી તો નીચે

બેસી ગઇ છે અને તે ઉપર ઘી અને તેમાં ગરમ મસાલુ એવું દીસે છે કે જાણે પાણી ઉપર કોઇ હલકી જણસ તરતી હોય. આવી રીતની ખીચડી જોઈ મીરઝા સાહેબ બોલયો કે ઓ છલાહી બક્ષ આ ખીચડી તો બધી કાચી દેખાઈ છે. તયારે તે મુરખે રીસમાં આવાને બોલયો કે મુંગની ખીચડીને તો બે બાલુ (રેતી)માં ભરભુંજા પાસેથી સેકાવીછે. ઓ મારી હાલી કાચી તો કેમ રહી હસે

**શેર.**

સુનકે માહજુર ઉસકી વાહી બાત.
હંસ પડે વહાંકે સબ આહલે સીફાત.

"આ વાત તે મુરખની સાંભલીને સઘલાઓ ખીખી કરીને હસી પડયા."

---

## નકલ.

આ નકલ પણ ઉપલાને મલતી છે. કે એક દીવસ ઇલાહી બખશ પોતાના ધણી મીરઝા માટે દાલ, રોટી ઘણી મેહનત અને હુશયારીથી તયાર કીધી તોપણ તે મુરખે શું કીધું કે દાલને આગલથી વગારી અને પછી તેને ખુબ ઘોટી દાલના છલટા નોખા કીધા અને પછી તેમાં પાણી નાખી ઉપરથી તે દાલનુ કચરૂ આજુબાજુ છીડકી દીધું, અને પોતે ચુપ થઇને બેસી રહીયો. જયારે રાત થઇ અને મીરઝા સાહેબ જમવાને બેઠ તયારે યું ડાલ મુરખે જે જે તયાર કીધું હતું તે સઘલું લઈ જઇને પોતાના સેઠ આગલ રાખયો, એટલામાં મીરઝા સાબની આંખ જે દાલ ઉપર જઇ લાગી તો સું જુએ છે કે દાલમાં તો કાંઇ કાલુ કાલુ છે, આ જોઇને મીરઝા સાહેબ બોલયો કે ઓ મુરખ દાલમાં કાલુ કાલુ એ તે શું ? જેથી સઘલી દાલ ખરાબ દેખાય છે. સેઠની આ વાત સાંમલીને બોલયો કે કાંઇ નથી કાંઇ નથી, તમો સુખેથી ખાઇ જાવ, આ તો દાલના, કદાચ છીલકા હસે. મીરઝા બોલયો અરે છીલકા નાખી દેવાને બદલે તુ સું કરવા દાલમાં નાખયો, ચાકરે જવાબ આપયો કે મેં આ કામ ઠીક કીધું છે કેમકે દાલને વગારી તેમાં છીલકા નાખયા કે જેથી ખુરચનનુ ઘી ખરાબ નહી થાય.

**શેર.**

એ મીરઝાને સુનકર કહા એ શઉર,
ભલા કોઈ કબતક તુઝે દે શઉર.

"મીરઝા જીવન સાંભલીને બોલયો કે અરે ભલા માણસ તુને તો કોઇ કેટલા સુધી સમજાવે ભલા." ચાલ, દુર થા આજે મને ખબર પડી કે તું પાકો નાદાન છે પણ યાદ રાખ, કે તુ જો દર રોજ મને સતાવસે તો હું પણ તુને એવા ઠોંસા પોકીશ કે તારા શરીરનુ લોટ બની જસે કેમકે હવે તુ મને ઘણો દુખ આપે છે અને જો કે તારા જેવા નોકર મને આ દેસમાં ઘણા મલસે પણ શું કરૂ કે તું ગરીબ માણસ છે, પણ તારી તો એ ગત છે, કે મોહકી ગઈ લાઇ, તો કીયા કરેગા કોઇ.

**નઝમ.**

ગરઝ દો થપરે લગા કર ઉસે,
કહા તુહી ખાના એ ખાવે અબે.
કહાં આઈસે હોતે હંએ માહઝુર લોગ,
જો અગલ્લાસા કરતે યે દસતુર લોગ.

"એટલુ બોલી તેને બે એક તમાચા મારીને બોલયો કે આ ફાલ બાત તુંજ ખાઇ જા." ખરેખર ઉપલા મીરઝા જેવા માણસ થોડાજ હસે.

---

**નકલ.**

ઉપલાજ આહમકની નકલ છે કે એક દીવસ મીરઝા જીવન સાબ પોતાના મીતરો સાથે અગાસી ઉપર બેસીને ચોસર રમતા હતા પણ તે મકાનમાં ગંડેરી અને નારંગીના છીલકા બહુ પડેલા હોવાથી એક મીતર બોલયો કે મીરઝા સાહેબ આ છીલકા પડેલાછે તે કોઇના હાથે નખાવી દેવો એટલે જગા સાફ થાઇ તો બેસવાને ઠીક પડે. મીરઝા સાહેબ પોતાના ચાકર ઇલાહી બક્ષને તેડીને કહીવું કે અરે આ કચરો ઝાડી ઝુડીને રસતામાં ફેંકી દે પણ સાંભલ રસતામાં ચાલતા સારા માણસને જોઇ વીચારીને નાખજે; પણ ગુરખાઇમાં નાખી નહી દેજો. આ વાત સાંભલીને ગુરખ

ચાકર બોલયો કે બહુ સારૂ હાહેબ એમજ કરીસ. એટલુ બોલી તે ચંડાલ તવાંથી બધા કચરો અને છીલકા સાફ સુફ કરીને એક ટોપલામાં ભરીને ખીડકી (બારી) પાસે આવીને બેસી રહીયો. અને બારીમાંથી ડોકુ કહાડી કોઇ સારા માણુસની ટક જોવા લાગો, કેમકે તેણે મનમાં વીચારયું કે મારા શેઠે બોલયો છે કે કોઇ સારા માણુસને જોઇને નાખજે. એટલામાં એક આબરૂદાર માણુસ, ખરે ગાટ ઇસતરીના કપડા પેહેરેલા અને માથે છેડા વાલી પાગડી બાંધેલી પોતાની અકડમાં ને વીનાતી ખુટોની સફાઇ દેખાડતો બજાર તરફ જતો હતો. ઉપરથી તે મુરખ ચાકરે જોયું અને વીચારયું કે એથી તો બીજો સારો માણુસ કીયાં મલસે માટે ચાલ એના ઉપર કચરો નાખી મુંગો થઇ જાઉં, એમ વીચારીને તે કચરો અને છીલકાનો આખો ટોપલો ધડ દઇને તે ભલા માણુસ ઉપર નાખી દીધું, અને પોતે બારીમાંથી અડધું શરીર બાર કહાડીને તેને જોવા લાગો. તે બાપડો એકાએક પોતાના માથે કચરો પડેલો જોઇ, ઝરા ચોંકયો અને પછી પાઘડી સંભાલીને દોકુ ઊચુ કરી ઉપર જોવા લાગો. મુરખ તો બારીએથી જોતોજ હતો તેને જોઇ બાપડો ભલો માણુસ ઘણો ઉશકેરાયો અને કહીયું કે ઓ દીઠ મસખરા ભંગી શું તુને શરમ નથી કે રસતે ચાલતા સારા માણુસો ઉપર આંધલો થઇને કચરો ફેંકે છે? અને શું તુને તારી આબરૂની ગરજ નથી? આ ભંડ ભડ, અને બકબક તે ભલા માણુસની સાંભલીને મુરખું બોલયો કે ઓ બાજીગર જરા ધીરજ રાખ મને શું બોલે છે? મેં તો મારા ધણી મીરઝા સાહેબના કેહવાથી તમારા ઉપર કચરો નાખયો છે, તેમાં મારો શું વાંક, વાહ વાહ તમારી તો એ કેહવત છે કે ઘોડાંથી જીતતા નથી અને ગધેડાના કાન મરોડો છે! ખબરદાર હવે પછી વધારે બોલવા તો તમારૂ તમે જાણજો; હું શું કરૂ, જાઓ, અને મારા સેઠને એકને બદલે દસ ગાલો આપો તેમાં મારૂ કાંઇ જશે નહી, એ કચરો જેણે તમારા ઉપર નખાવાઓ હોઇ તેને એ ગાલીઓ ખાવાનો હક છે અને મને શું કરવા ફોકટમાં વચમાં લઇ મરો છો? એ કડા કડીયા જવાબ તે સારો માણુસ સાંભલી વધારે ગુસામાં આવીને

કેહવા લાગો કે ઓ ચંડાલ, કીયો તારો શેઠ છે હું પણ તો જોઉં કે તે સાહુકારનો છોકરો કોણ છે? શું તે નથી જાણતો કે નામદાર મહારાણીના રાજમાં વાઘ બકરી એક ઠેકાણે પાણી પીએ છે? એ વાત તે મુરખ્ખ સાંભલીને પોતાના સેઠ મીરઝા પાસે દોડી ગયો અને જઈને કહીયું કે સેઠ સાબ જરા અહીં તો આવો તમોને કોઈ ભલો માણુસ બોલાવે છે અને મને વગર કારણે ગાલો આપે છે. મીરઝા સાહેબ સમજયો કે એ મુરખ્ખ કાંઈ ફસાદ ઉથાડયો હસે ખરો. એમ કહીને બારી આગલ આવી ડોકુ બહાર કહાડી જુએ છે તો એક આબરૂદાર માણુસ નીચે ઉભેલો ગુસામાં બડબડ કરેછે. અને તેની પાઘડી ઉપર બે ચાર છાલકા ગંડેરી અને નારંગીના પડેલાછે તેમજ ઘસતરીનુ અંગરખુ કચરાથી ખરડાઈ ગયું છે. તે ભલા માણુસે ઉપર નજર કરીને મીરઝા સાહેબને કહીયું કે ઓ સાહુકાર આ શુ સારા માણુસનુ કામ છે કે રસ્તે ચાલતા માણુસો ઉપર કચરો નખાવો છો. આ વાત સાંભલીને મીરઝાએ પોતાના ચાકરને બોલયો કે ઓ ગધેડા, મેં તુને કીયારે કહીયું હતું કે તું સારા માણુસ ઉપર કચરો નાખજે? તેના જવાબમાં તે ચંડાલ બોલયો કે કેમ, તમે નહી બોલયા હતા કે સારા માણુસને જોઈ કચરો નાખજે? તવારે એઓથી તે સારો માણુસ બીજો કોણ હશે? આ વાત તે ભલો માણુસ સાંભલીને બોલયો કે બસ હવે મને ખબર પડી કે તમારો ચાકર મુરખ્ખ છે એમાં તમારો કાંઈ વાંક નથી અને મીરઝા સાહેબ પણ બોલયો કે ભાઈ એના માટે તમે મને માફ કરો કારણ કે હું શું કરૂં. આ નફટ ચાકર મારા નસીબે એવો ચોટયો છે કે એક દીવસ પણ હું સુખે બેસી સકતો નથી.

**અશઆર.**

કોઈ બાત ઊસસે નહીં બદ હુઈ,
મુજહીસે એ તકસીર સર ઝદ હુઈ.
ગરઝ સુનકે એ ગુફતગો ઉઝરકી,
ગયા અપને ઘર વો ભલા આદમી.
જો માહજુર હોતા કોઈ ઝુ ફનુન,
તો બે વાસતેકા એ થા કુશતા ખુન.

"મીરઝા બોલયો કે ભાઈ આ વાંક મારાથી થયો છે. આવી આજીઝીની વાત તે સારો માણુસ સાંભલીને પોતાના ઘેર ગયો." ખરેખર જો બીજો કોઈ લુચો માણુસ હતે તો મોહટી મારામારી થયા વગર રેહતે નહી.

---

## નકલ.

નકલ છે કે એક મુરખ કાજી ખામદાદમાં ઉઠયો અને સવાર માં નહાવાની ફીકરમાં લંગો કહાડીને એક લુંગીનો કટકો બાંધીને પોતાના ઓટલા ઉપર અહીં તહીં અને તહીંથી અહીં ચકર મારતો હતો અને આ શેર શઈતાન પાપીના માટે બોલતો હતો.

શેર.

એ ફેલ હકીકત મેં શઈતાનકુ આતા હય્એ,
દાદાસે હુવા સરકશ પોતાંસેં મરાતા હય્એ.

"ઘણુ કરીને એ કામ શૈતાનના છે જે પોતાના દાદાથી લુચાઈ કરી અને ભાઈઓને ખરાબ કરે છે." એટલામાં કોઈ પડોસની સ્ત્રી કાજીના ઘરમાં કાંઈ કામ સર આવતી હતી તયારે કાજીની લોંડીએ (દાસી) કહીયું કે કાજી સાબ જરા મોહુ સંતાડી લેવો તો આ સ્ત્રી આપણા ઘરમાં જતી રહે, કાજી આહમક ખડુ સાર બોલીને પોતાનુ ધોતયું ઉચકીને મોહડાને સંતાડયો અને બોલયો કે બાઈ હવે તમે સુખેથી ચાલીયા જાવો. તે સ્ત્રીએ જોયું કે કાજી મોહડાને તો ધોતયાથી ઢાંકયું છે પણુ બદન સઘલુ ખુલ્લું દેખાઈ છે. કાજી સાહેબની મુરખાઈ જોઇ તે બાઇ શરમાવીને આંખે હાથ રાખી મોહડુ ફેરવીને બોલી કે ધીકછે.

મસનવી.

ખુદા આઇસે કાજીકુ ગારત કરે,
વ યા બે અજલસે મુવા એ મરે.
મુજે સાફ અપના જહાની બદન,
દીખાયા ગયેને બઇ સાદા પન,
જો આઇસા એ આહમક થા ઊલ્લુ ગધા,
તો માહઝુર કીધું ઉસકુ કાજી કીયા,

" આવા કાજીને પરમેશવર વગર મોતે મારે તો ઠીક કેમકે એ બંડાએ એ નાદાની ભરેલી નફરટાઇ કરી છે." જો એ પરમાણે મુરખ હોય તેને કાજીની પદવી શું કરવા આપવી જોઇએ.

---

## નકલ.

નકલ છે કે એક મુરખ પોતાના એક મીતરને બોલયો કે ભાઈ આજ મારો મન થાય છે કે આપણે બચડી રમત કરવી, તવારે મીતરે જવાબ દીધો કે ઠીક, પણ આગલથી તું પછી હું.

### શેર.

એ સુનકર ગરજ વો લઇન નાબેકાર,
હુવા ફેલ બદ કામ કર એક બાર.

" આ વાત સાંભલીને તે ચંડાલ કબુલ થયો અને તેનુ મીતર પોતાનુ કાલુ મોડુ કરી નાસી ગયો." અને એ પોતાના દીલમાં ઘણો પશતાપો કે હાવ હાય ! હવે મારા મીતર સામે આંખ નીચી કરી જોવું પડશે. તયાર પછી તે પાપીને વેહેમ પડયો કે રખેને મને પેટ રહી ગયો હોએ અને મારી ફજેતી થાય કે ફલાના માણસે એવો નઠારો કામ કરવાથી ગાભ રહી ગયો. માટે હમણાંથી તેનો નીવેડો લાવો જોઇએ.

### મીસરો.

ચરા કારે કુનદ આકલ કે બાઝ આયદ પશેમાની.

" એવું કામ શું કરવા કરીએ કે પછવાડેથી પશતાવો થાએ." એવું પોતાના દીલમાં વીચાર કરીને તે નફટ જંગલ તરફ ગયો અને તયાં એક જાડના હેઠલ બેસી પોતાના પેટને મસલવા લાગો. થોડા વખત પછી તેને પવન (પાદ) સરયું તે વખતે એક ગોર ખર જાડની એક બાજુએ બેસેલો હતો. તે પાદની આવાજ સાંભલીને નાસી ગયો પણ એ મુરખ ખડખડાટ સાંભલીને જોયું કે કોઇ નાસતો જાય છે તયારે વીચારયું કે ખરેખર એ મારા પેટમાંથી નીકલીને નાઠો છે. એવું સમજીને તેના પછવાડે દોડયો અને મોહટા અવાજે પુકારયો કે આ એ મુરવત જરા મોહડુ તો દેખા

કતો જા, કે તારી મા પણ જાણે કે મારો છોકરો સારો કે નરસો હતો. પણ તું શું કરે. કેહવત છે કે નરમાંથી નવસાગર બને છે જેમ તારો બાપ નાઠો હતો તેમ તું પણ નાસી ગયો. કેહવત છે કે " મા પર પુત પીતા પર ઘોડા. બહોત નહી તો થોડા થોડા." એટલે બાળકો પોતાના માતા પીતાના ખવાસ ઊપર હોય છે.

અશયાર.

જહાંમેં જબ આઇસે નહોં બેવકુફ,
તો સર ગરમ કીયું કર નહોં ફીલસુફ.
મગર સચ હએ માહજુર આઈ મેરી જાન,
નહી રતબ વ યા બસસે ખાલી જહાન.

...ઈશ્વર પરથવીમાં મુરખો પણ ઘણા છે ખરૂ પુછો તો જ્યાં શેહેર હોય ત્યાં ઢેઢવાડો પણ હોય છે.

---

## નકલ.

નકલ છે કે એક હકીમ (વઈદ) નો છોકરો જાતે મુરખ પોતાને ઘણો હુશીઆર અને દાહયો સમજતો હતો અને કેહતો હતો કે દાક્ટરીનુ કામ કાંઈ મેહનતનુ નથી અને તે દર રોજ પોતાના બાપ સાથે અજારી માણસની નાડ જોવા પણ જતો હતો એક દીવસ તેનો બાપ કોઈ આજારીને જોવા સારૂ ગયો હતો ત્યાં રોગીની નાડ જોઇને હકીમ બોલયો કે શું તે આજ ગંડેરી (સેડી) ખાધી છે ? જે તારો સવભાવ ઘણો બીગડેલો અને રોગ વધેલો માલમ પડે છે. અજારી ચોંકીને બોલયો કે વાહ વાહ શાબાશ તમે ઠીક જાણયું, ખરૂ છે કે આજે સેડીનો એક બારો આવયો હતો જે બચ્ચા બાલા વગેરે સઘળાએ ખાધો અને મે પણ એકાદ ગંડેરીનુ રસ ચુસયું. હકીમ તો જે દવા દારૂ આપવાની હતી તે આપી પોતાને ઘેર ગયો પણ તેના મુરખ છોકરાએ પુછયો કે બાબા તમોએ કેમ જાણયું કે રોગીએ આજે સેડી ખાધી છે ? ત્યારે તેના બાપ (હકીમ) બોલયો કે સાંભળ દીકરા સાંભળ.

અશઆર.

બેઠને બીસતરેહ ઊસકુ આઇ બેટા,
આમને થા સભોંકે પેહછાના.
પાસ ઉસકે પલંગ કે છીલકા,
થા ગંડેરીકા એક તરફકુ પડા.
બસ અલામતસે બેઠને આઇ જાની,
નબઝ ઊસકીથી સાફ પેહછાની.
ઓર કીયા ઊસકા સર કર મેંઇ નકલ,
એક મન ઇલમ પરહો દસ મન અકલ.

મતલબ—મે તે રોગીના પલંગ પાસે ગંડેરીના છાલકા પડેલા જોઇને ઓલખ્યો હતો, ઓ મારા પીયારા એમજ છે કે એક મણુ વીધયા હોય તો દસ મણુ અકલ પણુ જોઇએ.

એ વાત સાંભલી તે મુરખ છોકરાએ કહીયું કે વાહ વાહ! તમે ઠીક દવા પણુ વાપરી હો. થોડા દહાડા પછી તે મુરખનો બાપ હકીમ મરી ગયો અને તેની જગા ઉપર એ મુરખ બેસીને આજારી માણુસોને ઓષડ આપવા લાગો એક દીવસ એ મુરખ દાકતર કોઇ આજારીને જોવા સારૂ ગયો અને તયાં તે રોગીની નાડ જોતાં પોતાના બાપની ગંડેરીવાલી વાત યાદ આવવાથી આજુ બાજુ જોવા લાગો. વાંચનારઓ મસકરી જેવી વાત છે કે તે રોગીએ પોતાના ઘેરમાં લુગડા (કાપડું) વેતરાવીઆ હશે તે કાપડાના કટકા તયાં પડેલા જોઇને પેલો ગાંડો હકીમ આજારીને કેહવા લાગો કે શું તે લુગડું ખાધું છે? કે જેથી તારો મીઝાજ બીગડી ગયલો માલમ પડેછે. એ વાત મુરખ હકીમની તે આજારી અને બીજાઓ સાંભલીને ખી ખી, હસવા લાગા કે વાહ વાહ હકીમ સાબ વાહ!

અશઆર.

સબ એ મશહુર હેઇ મીઆને જહાન,
નીમ હીકમત હેઇ સારી ખતરે જાન.
જબકે આઇસે તબીબ હો માહજુર,
કીઉં ન મરજાએ બે અજલ રંજુર.

નીમ હકીકત કે આજકલ કે તબીબ,
યુંહીં દરમાને કંઇ કરતે વાએ નસીબ.
ઉનકે દીલમેં નહીં હયે ખઉફે ખુદા,
ઉલટી કરતે હયે હર મરઝકી દવા.

એ કેહેવત ખરી છે કે નીમ હકીમના ઓશડથી રોગી નુકસાન પામે છે, જયારે આવા હકીમ દવા આપવા નીકલે તો શું કરવા નહી સોનાપુરની ભરતી થાય? અરે ખર આજ કાલ આવા હકીમોનો ઘણો વધારો થઇ ગયો છે કે તે દરદની પીછાણ વગર દવા આપી બાપડા અજારીઓને મોતના ખારમાં જોખા વાલે છે."

---

## નકલ.

નકલ છે કે એક સાહુકારનો ચાકર પોતાને ઘણો ડાહયો અને ચાલાક જાણતો હતો પણ ખરૂં જોતાં તે એવો મુરખ હતો કે તેના જેવો ગાંડો સોધતા ભાગ્યે મલે. એક દીવસ તેના સેઠને ઘરે કોઇ તેમનો મીત્ર આબરૂદાર મોહટા બપકાથી મલવા આવીઓ હતો શેઠે તેઓને બેસવાને કુરસી વગેરે આપીને પોતાના ચાકરને બે દોકડા આપીને કહીયું કે જા સારા કલીદાર પાન અને સોપારી અને તેના સાથે એલચી વગેરે લઇ આવ ચાકર તો દોકડા લઇ બજાર ભણી ગયો. અને તયાં જઇને પોતાના દીલમાં બીચાર કરવા લાગો કે શેઠે પાનસોપારી તો મંગાવી છે ખરી, પણ તેથી કાંઇ તેના મીત્રનું પેટ નહીં ભરાશે. માટે બજારમાંથી રોટલી ઘડાવી લઇ જાઉં કે જેના ખાધાથી તે બીચારાનો પેટ તો ભરાશે! અને મારા દહાપણની પણ વખાણ થસે. એવું બીચારી તે ગાંડો અરધા આનાની ૩ પુરીઓ (રોટલા) લઇ ઘરે ગયો. સેઠે તેને જોઇને બોલયો કે અલયા, થાલીમાં પાનસોપારી રાખીને લાવ. તયારે તે મુરખ ચાકરે પેલી તરન પુરીઓમાંથી એક પુરી તે લાવેલ માની ભલા માણસ આગળ રાખીને પોતે હાથ જોડી ઉભો રહયો એટલામાં.

### શેર.

સાહેબ ખાનાકા એક બારી જો ધીઆન,<br>
જા પડા તો દેખતા કીઆ હયે કે નાન.<br>
સામને મેહેમાન કે રખી હેઇ એક,<br>
ઓર હયે સરકો જુકાએ ચુપ વો નેક.

મતલબ.—સેઠની નજર પડી તો શું જુએ છે કે એક પુરી તેના મીતર સાંમે રાખેલી છે અને તે બાપડો ચુપચુપ હેઠે ગરદન જુકાવી તે પુરી સાંમે અચરતની આંખે જોએ છે. તયારે સેઠ પોતાના ચાકર ભણી ગુસાથી આંખો ફરકાવી અને દાંત પીસવા લાગો. તયારે તે મુરખ ચાકર પોતાના સેઠનું મોહડું લીલું પીલું જોઇને કહેવા લાગો. કે શા કારણ આંખો કાડોછો, આ આ બે પુરીઓ બીજી પણ લાવીઓ છું. કાંઇ હું મુરખ નથી કે એક પુરીમાં તમારા મીત્રનું પેટ ભરીશ આ વાત તેનો સેઠ સાંભલીને એવો ખીસવાનો પડયો કે જાણે મારી મરાઇ ચુપ અને એક બોલ પણ ચાકરને કહી શકીઓ નહીં.

---

### નકલ.

નકલ છે કે એક સાહુકારે એક માણસને એવી બોલ (સરત) ઉપર ચાકરીએ રાખયો કે જે દીવસ હું તારાથી રાજી થઇસ તો તારૂં પગાર ચાલુ કરીસ, એટલા સુધી ચાકરી કર અને બેઠો રોટલા ખા તે માણુસે કબુલ કરયું અને તેના પાસે ઘોડાની ચાકરીએ રહયો. વાંચનારાઓ તમોને અજાયબ જેવું લાગશે કે એક દીવસ તેના શેઠના ઘોડાને કોઇ ચોર તફડાવી ગયો. અને તે મુરખ ચાકરે ઘણી દોડ કીધી પણ હેઠે પતો લાગો નહીં તયારે નાચાર થઇ, તે મુરખ પોતાનું રડયું મોહડું લઇ શેઠ ભણી ગયો અને કહીયુ કે શેઠ સાબ તમારો ઘોડો જે તબેલામાંથી નાસી ગયો છે તે હીઆં તો નથી આવીઓ ? અને તમોએ તો પકડયું નથી. આ વાત અજાએબ જેવી તે મુરખ ચાકરની સાભલીને શેઠ ઠી, ઠી, કરીને હસી પડયો તયારે ચાકર નમનતાઇથી અરજ કીધી કે સાહેબ આજે તમો

મારાથી ખુશી થયા માટે મારા પગારનું નક્કી કરો પછી જે થવાનું હશે તે થશે, શેઠ આ બીજી અજાએબ જેવી વાત તે ગાંડાની સાંભળીને વધારે મોહટા અવાજે હસવા લાગો કે ઠીક, ઠીક, ઓ મુરખ! એક તો તે મારો ઘોડો ગુમાવીઓ અને હવે પગારનો આંકડો લખવા કહેછે. પણ ઓ ગાંડા હું તો તારી મુરખાઇ પર હસતો હતો પણ જા, ઘોડો ગયો તો ગયો નોકર નહી અને તને આજથી દરમાસ રૂ ૫) પાંચના પગાર મળતો રેહશે. બકોલકા

અશઆર.

જા એ નોકર રહે ખુશ કરંગા મેંઇ
આજસે પાંચ રૂપીએ દુંગા મેંઇ
સાહેબ દીલ ઇનીકા નામ હઇ તબમીઝ,
જો નાચીઝકો કર દેતે હેંઇ તઅઝીજ

જા તારું આજથી પગાર હું પાંચ રૂપીઆ-આપીશ ખરું છે કે આજે પોતાના વચન ઉપર કોન ચાલે છે પણ એ કામ એક ખુશ મીઝાજ અને હીમતવાન પુરૂષનું છે કે એક અદનાને આલા કરવું.

---

# બાબ આઠમો.

## અફીણીઓનું રમુજી બયાન.

અફીણી માણસ અફીણની ઉંડી નીશામાં ચકચુર બની, સુકા હરણના ચામડા જેવો ને સુકા જાડના છોડવા જેવાઓની નકલ શાએર એવી રીતે કરે છે કે, એક દહાડે કોઇ અફીણી પોતાના ઠેકના જુમામાં કોઇ ઊજી દુધવાળીને ઘેર. રાતની વેળા એ દુધ લેવા માટે ગયો હતો. તે વખતે દુધવાળીએ નાજુક અદાથી બોલી કે, મીઆં સાહેબ જો આપને તળીઆનું દુધ

જોઈતું હોય તો થોડો વાર થોભો, એટલે તમને વગર પાણીનું દુધ આપીશ. આવા ખુશ વચનમાં લોભાઇ, તે અફીણી તો ઉભો રહયો, એવામાં તેને પીનકની જુમ એવી લાગી કે, દુધ લેવાના વીચારમાં પગ જમાવી તયાંજ ઉગતો ઉભો થઇ રહયો તેથી કોઇ તેની માથાની ટોપી પી ઉંચકી ગયો, તો તેનુંએ ભાન તેને રહીયું નહીં. અને પેલી ડોશી દુધવાલી ગીરાક ઉભો છે ભુલી ગઇ, અને લાગેલી થાકના સબબે પોતીકો દરવાજો બંધ કરીને તે સુઇ ગઇ, એ વખતે કોઈ ગાડીવાન, લાકડાની ભ-રેલ ગાડી હાંકતો. પોઇસ પોઇસ કરતો ચાલીયો જતો હતો, તેનો અવાજ અફીણીઆને કાને પડી તેથી દુધવાલીના દરવાજાના એક કુનામા ઊભો રહીયો અને ગાડી બાજુમાંથી વટાઈ ગઇ, ને સવારનો પહોર થયો.

શેર.

સુબહકા જીસ ઘડી હુવા તડકા,
ઊસ ઘડી ઊસકા એ હુવા ખટકા.

જયારે સવાર થઇ તયારે તેને ફડકો પેઠો, એવામાં પેલી ડોશી દુધવાલી ઉંઘમાંથી ઉઠી, દરવાજા પાસે પીસાબ કરવા બેઠી. એ વેલા તેણીની પીસાબની અવાજથી, પેલો અફીણી ચોકીને એકદમ બોલી ઉઠીઓ "અરે, એ કમબખ્ત સુધ વગરની માગ દુધમાં પાણીનો ભેલ કરતી ના નહીં તો આસડાના મારથી તારા માથાનું ભેજું કાહાડી નાખીસ." આવ બેવકુફીના શબદો સાંભલીને પેલી ડોશી દુધવાલી દરવાજો જોવા ખોલે છે, કે પેલો અડ અડ ઊભેલો અફીણી ધકાથી ઊંધે માથે પડી ગયો અને રાતનો ગાડીવાન હજુ હોય એમ સમજીને બોલે છે કે, અરે બેવકુફ હું અલગ ઉભો છું, તે છતાં તેમને ધકો મારી ફેંકી દીધો.

શેર

ખુદા તેરે છકડેકો ગારત કરે,
અગરીકા યા બેલ તેરા મરે.
કે જીસસે તેરે બાપદાદાકી ભીખ,
મીટે ઓર તુ દરબદર માંગે ભીખ.

મતલબ—ખુદા તારા ગાડી બેલનો નાસ કરે, કે જેથી નાસ બાપ દાદાની નસલ જાય, ને તું ઘેર ઘેર ભીખ માગતો થાય; એવા કડંગા બચનો અફીણીઆના સાંભળીને ડોશી દુધવાળી કેહેવા લાગી, તું સું સાંજનોજ અહીઆંજ ઉભો છે? રેહેમત ખુદાની.

બયત.

જો અફીવુન ઓઇસી તું ખાએગા,
તો એક રોજ પીનકમે મર જાયગા.
ગરજ દુધવાલીને માહજુર ખુબ,
ઉસે કરકે નફરીન બોલે અયુબ.

જો આવી રીતે અફીણમાં ગુલતાન રેહેશ તો, એક દીવસ તેની જુમમાંજ મરણ પામસે. એવી રીતે તને સમ જાવીને થંડો પાડીઓ.

---

## નકલ.

નકલ છે કે, એક અફીણું પોતાના ખુસ મીજાજમાં રેહતો હતો, થોડા વખત પછી તે અફીણીની દોલતની નીશા ઉત રવા લાગી, તેની ફીકરમાં માસ ગલીને હાડકા દેખ પડતા ને ચામડુ લટકવા લાગુ, તે જોઇને તેની ઓરતને ઘણીજ રીસ ચહી. અને તેણીએ બલતા મનથી કહી કે ઓ પયારા, મરદોને આવી રીતે ઘરમાં બેશી રેહેવું જોઇતું નથી, તેથી સફર કરવી લાજમ છે. કેહેવત છે કે

અશ સફરો વસી લતુલ અફરો.

મતલબ—મુસાફરી કરવામાં મોહોટો ફાયદો છે. આવા નેક બોલ પોતાની ઓરતના સાંભલીને અફીણું કેહેવા લાગો.

શેર.

ઓહોત ખુબ આઇ જાનવાલા ગોહર,
મુકરર કરંગા મેં ઇ ફરદા શફર.

બહુ સારું મહારી વહાલી, ગોહર જરૂર હું આવતી કાલ સફરની તઇયારી કરીસ. રાત ગુજરી ને બીજે દીને બામદાદના

વખતે ભેરથી ઊઠીને ચાલવા માંડયું, અને આશીગી પો બીકો શેહેર છોડીને બહાર નીકલયો તયારે એક તેને ફકીરનો તકીઓ નજરે આવયો તે જોઇને તેને એવો ખયાલ થયો કે જરા અહીયાં બેશીને નીસા પાણી કરી આસમ કરૂં ને પછી આગલ ચાલીસ.

શેર.

તબઆકે હમ અપને ખુશી ઓં હે એ,
જહાં બેઠે વહીકે મેહમાન હેં ઈ

મારી તબીયતનો હું ખુશીવાલો છું, જયાં બેસુ તયાંનો મેહેમાન છું. એવું બોલયા બાદ કસુંબો કહાઢી તેને પીધો, પછી ચકચુર થઈ ગયો, ને ઊંગો બાઇને તયાં હું ગાઇ ગયો, અને જે યારે તે જાગીઓ તો જુએ છે કે દહાડો ચાર ઘડી બાકી રહયો છે એમ તેને લાગયું, તેથી તે એકાએક ગભરાઇને બોલવા લાગો.

શેર.

થક ગએ મેરે પાઉંતો અફસોસ,
અભી મનઝલ પડી હુએ કાસે કોસ.

"થાકી ગયા છે મારા પગ એ અફસોસ કારકછે, ને હજુ મંજલ તો ગણી લાંબી પડીછે," એમ બીચારીને જલદીથી કમર બાંધી, હાથમાં હુકાની નલી પકડીને ગુલાબ જેવા બોલતે ચેહેરે ચાલવા માંડીયું, ને નીશામાં ચાલતાં ચાલતાં, પોતીકા શેહેર મનુચેહરના દરવાજા પાસે આવી, લોકોને પુછવા લાગો કે આ શેહેરનું શું નામછે? એક શખસે બોલયો કે શહેરનો નામ મનુચહેર છે, તયારે આશીની બોલયો કે વાહ એ ગામનો નામ મારા ગામનોછે. અને, ધીમે ધીમે ગામમાં ગયો અને એક દુકાનદારને પુછવા લાગો કે એ શહેરમાં કોઈ આશીગી ખુશ મીજાજછે, કે જેને તાં સાંજ સવાર આપણને નીશા પાણીનો આરામ મલે પેલા દુકાન દારે બોલયો કે અરે દોસત ફલાણા મોહલામાં, એક આશીગી રહે છે તયાં તું જસે તો અલબતા તને આરામ મલશે.

બએત

હુએ નજદીક યહાંસે ન કુછ દુર હુએ,
વોહ ઇસ શેહરમે ખુબ મશુર હુએ.

"એ જગા ઘણી નજદીક છે, પરંતુ દુર નથી, તેને આ શેહેરમાં ઘણોજ પરખ્યાત છે." આવી હેરત ભરેલી વાત સામલીને કેહેવા લાગો કે, એની આરીશુી પણ મારાજ નામ થાસેછે, ને મોહલાનુ નામખી એક સરખુંછે એમ વીચાર કરતા પોતાના ઘરના દરવાજા પાસ આવી લાગો ને દરવાજો ઠોકી કેહવા લાગ્યો જરા દરવાજો ઉગાડો કે એક ગરીબ મુસાફર તમારા ઘેર મેહેમાન આવ્યોછે, એ વખતે રાત પણ પડી હતી, એટલામાં ઘરની દાસીએ આવીને કહીયું જે, મીઆ સાહેબ હમારા ઘેરનો માલકતો આજે સફરે ગયાછે, પણ તમો ખુશીથી મકાનમાં પધારો, કોઇ રીતે બેચેન થશો નહી. આવા વચન દાસીના સામલીને આશીણુી મનમાં કેહવા લાગો કે, દરેક જગાપર બરાબર મારા ઘેર જેવાજ જોવામાં આવેછે. મને એમ ભાસે છે કે, જેવો હું સફરે નીકલેલછું, તેવો તેપણ નીકલીઓ હશે નહી વારૂ! મારા ઘરના નમુના માફક આ ઘર પણ દીસેછે, એવો વીચાર કરી દીવાનખાનામાં જઇ બેઠો. આવેલાએ દાસી દીવો લાવી, જોવછે તો મુસાફર તો નથી, પણ મીઆં પોતેજ પધારેલછે, એ ચમતકાર જોઇ પોતાની સેઠાણીને કેહેવા લાગી કે, મેહેમાન તો કોઇ નથી આવીઓ પણ આપણાજ મીઆ સાહેબ પધારીઆછે. એ સાંભલીને બીબી સાહેબ આશીણીની કેહવા લાગી જે, અરે દાસી તું મુરખછે, કેમકે જો મારાજ મીઆં સાહેબ હોય તો, શું કામ બહાર બેસી રહે, મારી પાસે કેમ ન આવે! એ બાપડો મુશીબતનો મારીઓ, કોણ જાણે કીયા ઠેકાણે ભટકતો હશે, માટે મારા ઉપર શુ તુ તોહમત લગાડવા ઇછે છે નહી વારૂ! આવા કઠણ સુખન સાંમલીને, દાસી તો ચુપકીદી પકડી ઉભી થઇ રહી. આ વખતે બીબીએ દાસીને બોલી કે, મીઠા ચાવલનો મલાઇ, તેને વાસતે તું લઇ જા, કે જેથી તેબી જાણે કે, હું કોઇ આશીણીઆને તયાં, મેહેમાન દાખલ રહીઓ હતો, એવું કહીને તેની પાસે ખાવાનું મોકલ્યું, તે ખાણાને જોઇને સમજીઓ કે, આ ખાણુ મારા પોતાંકા ઘર જેવું લાગેછે, કેવી કીસમત મારીછે.

મીસરો.

"હક શકર ખારેકો દેતા હમે શકર"

કેહેવતછે કે " સાકરના ખાનારને, ખુદા સાકરજ ખવાડેછે.

મીસરો.

" બેનવાયા તુરા ખુદા રીઝકે હવાએ મેકે હદ

"તુને આરામથી ખુદા રીઝક આપેછે." ફરીથી દાસીએ એક કાની નજરથી જોયું, તો ખરેખર મીયા સાહેબ નજરે પડયા તારે તે દાસી પોતાની ઘર ધણીઆણીને કેહવા લાગી કે. બાઇ સાહેબ તમે મને મારીને, કટકા કરી નાખશો તોબી હું ખરૂં કહુ છુ જે, આ તો આપણેજ મીઆ સાહેબ છે. શેઠાણી કેહવા લાગી કે જો, શેઠ હસે તો હવે માલમ પડસે એમ કહીને દરવાજાની ફાટ આંથી જોએછે તો મીઆ સાહેબ જેવા ખાવાના ચાલાઓ જોય, તારે ચુપચુપ મીઆની પછાડી ઉભી ને બરોબર જોઇ લીધો તાર બાદ તેની પીઠ ચાંપવા લાગી. ને બોલી અરે કમઅકલ, તુ તો મુસાફરી કરવા નીકલો હતો, ને પાછો ભટકી ઘરે કેમ આવીઓ ? સવારના નીકલેલો ભુલો પડીઓ, તે સાંજરે પેર આવેલ. તો તેને શું ભુલો પડેલો કહી શકશું ? આવા ઝેર જેવા બોલ, પોતાની બાઇડીના સામલી બોહલો જોતું એજ માફક મારા પીછો પકડશે, તો મારાથી મુસાફરી નહી થવાની.

શએર.

એ સુનકર સખુન જને પારસા,
લગો કેહને તું સખત હએ બેહયા.
સફર તુ કરેગા ન હરગીજ કહીં,
રહેગા તું કીબલે નુમાસા યહી.
જો માહજુર હોતા ન અઇસા વોહ હેઝ,
તો જોરૂ ન કેહતી ઉસે બે તમીજ.

આ સાંભલીઆ બાદ પાક દામનવાલી તેની ઓરતે કહીયુ કે તુ તો મોહોટો બે હયાછે, અને તું સફર કોઇ ઠેકાણે કરનાર નથી, ને કીબલે નુમા માફક અહીં આજ ભમતો રેહસે.

---

નકલ.

એક દીવસે આરીણી અફીમ લેવા માટે દુકાને ગયો, તયાં થી વેચતો અમલ લેઇ, પોતાની આદત પરમાને માવો ખાઇ ગયો

એટલામાં પેલા અફીણ વેચનારે ઉબાસી ખાધી. તેથી તેનો અમલ ઉતરી ગયો. ત્યારે બોલ્યો કે અરે દુસ્ટ બીજો માવો આપ તેણે બીજો આપ્યો તે ખાધો. ને પાછી બી તેણે ઉબાસી ખાધી તેથી બીજી વખતે બી નીશો ઉતરી ગયો, ને તેથી અણોજ ચીરડાઈ ત્રીજી વાર અમલ વેચતું તેની પાસેથી લઈને ખાધું, ત્યારે જાણી બુજીને ઉબાસી અમલ વેચનારે ખાધી તે જોઈને એકદમ કમર મધેની તરવાર ખેંચીને, પલવારમાં તેના કુકડે ટુકડા બનાવીઆ, એ જોઈ એ રજપુત બચાને શીપાઈઓએ પકડી રાજા સામે ઉભો કીધો ત્યારે રાજાને તેણે બરોબરી બનેલી વાત કહી, જે સાંભળી તેની તકસીર રાજાએ માફ કીધી, કેમકે જાણી બુજી તેને અતિશે ચીરડાવીઓ, તેથીજ તેને કાપી નાખીઓ, કે ફરીથી કોઈ વીના કારણ અતીશે જુલમ કરે, વો પછે શીર કપાવે ફોકટમાં, એમાં શુ પુછવું જોઈએ ?

---

## નકલ.

એક દીવસ એક અફીણી ખુશીમા બેશીને પોતાની ઓરતને કેહેવા લાગો કે આજે ખુબ દુધ ગરમ કરીને સાકર મસાલા નાખી બાસુંદી જેવો અડધો મણ ઉકાલી રાખજે, એટલે આજ રાતે ખરેખરી ચમનબાજી, તારા જનમમાં જોઈ હશે નહીં એવી હું દેખાડીશ. માટે આજની નક તારા હાથે જવા દેઈશમાં. આ બોલવું સાંભળી તેની ઓરત વીચારમાં પડી કે, આજે એ શું ચમન કરનારછે ? ઓરતે તો સગલુ હુકમ માફક તયારી કરી રાખી, એવામાં અફીણી ખુબ બની ઠની પધારીઆ, ને બહેરમાજ મોજ મંજા કરવા લાગો.

જેથી તેની બેરી ચીરડાઈને ગાળો ભાંડવા લાગી પડોસણે સાંભલીને પોતાના ધણીને બીચારથી કેહવાથી તેઓ છુપો રહી, તેમની સરવ ગમત જોતને. વીચારમાં પડીઓ કે આ બેવકુફ દેખાવમા નબળો છે, કેહના તારમાં પોતાની વડાઈ કેવી હાંકે છે, કે મરદ બચ્ચો તો હુંજ છું, ને બીજા બધા ના કઉતાન છે, નહી વારુ ! એક દીવસે બે પડોસણો ખુબ લઢી, ને એક બીજાના

ધુમા ચીનો ઉગાડા પાડયા, તેમ એક બીજામા થુ થા થયું પણ તે ગરરમ રાંડોને લાજ ન આવે. એમાં પેલી પાડોસણ નો ધણી આવ્યો. તણે પોતાની રાંડનો ચોટલો ઝાલી ઘરમાં બંધ કરી. અપ્રાણીની ઓરતને પાસે જઈ, તેનો ચોટલો પકડી તેના ઘરમાં ખેંચ જઈ, કેહવા લાગો કે રાંડ શુ તું અમને અપ્રાણી બપ્રાણી સમજે છે કે કેમ ? મારી વહુ સાથે વટવાડ કરીશ તો જમીનમાં ગાલી નાખીશ. ને તારા હેમાંપતી અપ્રાણીનેબી જોઈ લઈશ. આ બનાવ બનીઆ બાદ એક કલાકે, ગામમાંથી અપ્રાણી પોતાને ઘે આવ્યો. ને જોય છે તો ચોટલો વીખરી ગએલો અને પોક પોક રડેછે. અપ્રાણી પુછયો આજે આમ કેમ કરે છે. શુ ભુત ડાકણ વલગીછે કે કેમ ? ઓરતે કહાયું મુઆ બાયલા તારામાં જોર હોય તો જા મુઆ, આપણા પડોસીને જઈને દેખાડ કે જેણે તારા જીવતા બેઠે પોતાની ધણીઆણી માફક મારો ચોટલો ઝાલી કહીયું કે, તને ભોંયમા ગાલી નાખીશ ના તારા અપ્રાણી હેમાપતીને માફક, આ બોલવુ સાંભલી તેને ખુબ રીશ ચડી. જેના આવેશમાં તેનુ અમલ ઉતરી ગયું. તેથી ખુબ અમલ ઘોળી પીધા પછી. પડોસીના ઘરમા જઈ, તે પડોસીને ઝાલી હળ એકવાની લોઢાની સલી તેના બે હાથમાં બેડીની માફક ઠોકી, તેની નજર સામે તેની ઓરતને એવી તો ગમત ચખાડી કે, આખી ઉમર ભરમાં યાદ રેહેશે. આવી જબરજસતીથી તે ઓરત બેભાન અને ઘણીજ હેરાન થવા લાગી, તેનો ધણી તો નાચાર બેડીથી થયો, પણ બેસાડેલી બેડી કોઈ લુવારથી પણ નીકલે નહીં, તે કાઢવા ઘણા એયતન કીધા ને ઘણા લુગ માણસો બોલાવીઆ, પણ જરા સલી ઉંચી થાય નહીં. મજબુત જાડો લોખંડનો હથીઆર બેવડો થએલો, કે જેમાં હાથપગો કેદ થયાછે તેમાંથી મુકત કરવા કોઈની હીંમત ચાલે નહી. અંતે એ ફરીઆદ રાજાને કાને ગઈ, તારે રાજા તે જાગોએ જોવા પધારીઓ, સરવ બનેલી વીગતોથી પોતે વાકેફ થઈ ખુબ હસવા લાગો ને કેહવા લાગોજે તું માગ શુરા રજપુતને કીનારે પડીઓ ને તેની તે ખુબ તકસીર કરેલછે, તારેજ તને આવી સજા આપીછે. હું દયા ખાતર તેને અરજ કરૂં તે જો એમાથી તનેમુકત કરે

તો ભલે. પણ બીજા કોઈની મુક્ત કરવાની તાકત નથી. એ મા ફક કહીને અફીણીને લેઈ રાજાજી પધારીઆ. તે જોઈ તેની એ ગતે આસન આપીયું, ને તેનો પતી રાજાનો નોકર હતો એટલે હાથ જોડી સામો ઉભો. રાજા કેહવા લાગો કે એ સું જુલમ કરીઓછે ? મારી આગ્ના છે કે તુ તેને હવે મુક્ત કર. કે તે જીંદગી ભરમાં તને યાદ કરશે. આ બોલવું શાંભલીને રાજાના પગે પડયો ને પડોસીને ઉંચકી આણ્યો, ને રાજાની રજુતી ચાર બ ખત મારીઆ બાદ, અતીશે લોહીરટ થઈ વજેલી સલીઓ તોડી નાખી છુટો કીધો. આથી તે શરમાઈ તેને પગેપડીઓ. ને કેહવા લાગો કે અફીણી આવા બલવાન હોયછે, તેની આજે મને ખાતરી થઈ છે તે માફકની ખાતરી કોઈનીએ થશે નહી

---

## ટુંકુસ.

એક અફીણી દીવાના જેવો હતો, તેમજ તેનો નોકરપી તેનાજ જેવો હતો ! એક દીવસે ઘોડાપર સ્વાર થઈ મુસાફર એ ચાલીઓ એવામાં, રસ્તે જતાં એક ખાલી ઉજડ ચોક નજરે પડીયો, તીઆં ઉતરી કસુંબો કાઢીને પીધો, ને ઉપરથો લગો ખાવા લાગીઓ, ને ઘોડાનીએ એક ઝાડ સાથે બાંધી ચારો નાખીઓ. જારે નીશા પાણીથી ફારેગ થયો, તવારે નોકરને કેહવા લાગોકે મુસાફરીના અંદર કઈ જણસ ભુલી જઈશમાં, તે વારે નોકરે કહીયું કે શેઠજી તમારી પાસે અફીનની દાબડી, ને મારી પાસે હુકાની નલી, ને કોલસાની થેલીછે, તેમાં હું શું ભુલી જ વાનો વાહ ? હાલમાં એવી તો કંઈ ચીજ નથી, કે જે હું ભુલી જાઉં, પછેની વાત ખુદા જાણે.

### શએર.

કુછ અબી આઈસા નીશાબી તો નહી,
ભુલ જાએ ચીજકો જોહર કંહી.

એમ કહી બીજે દીને સવારમા, નીશા પાણી કરી ચાલ વા માંડોયું, ને ઘોડાને તો તયાંજ ઝાડ સાથે બાંધેલો વીસરી ગયે થોડી મંજલ કાપીઆ બાદ સોદાગર પુછયો, આપયા કંઈ સારી તો